# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

**ભાગ – ૨**

**સુલતાન સિંહ 'જીવન'**

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો આ ભાગ તારીખ '૨૦ જુલાઈ ૨૦૧૬'ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. 

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈક ને કઈક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

# ૫૧. પ્રશ્ન

પ્રશ્ન એમ નથી કે તું ભૂલી ગઈ છે,
કેમ ભૂલી? એજ સમજાતું નથી,
બદલાયેલી લાગે કઈંક એટલી હદે,
કેમ બદલાઈ? એજ સમજાતું નથી,

અરમાનોના ઓરતા એટલા જન્મ્યા,
કેમ વિખેરાયા? એજ સમજાતું નથી,
પાસ હોઈ ને પણ તું દુર છે આજ,
કેમ છે દુરી? એજ સમજાતું નથી,

કેટલા સહારા લીધા તને સમજાવવા,
તોય ના માની? એજ સમજાતું નથી,
કઈ વાતો ભરાઈ પડી તારા મનમાં,
કોણે કહી છે? એજ સમજાતું નથી,

તને ખોઈ દેવાનો હવે તો ડર છે,
કેમ લાગે છે? એજ સમજાતું નથી,
ભરાયેલા લાખો સવાલ છે મનમાં,
પ્રથમ શું પૂછું? એજ સમજાતું નથી,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૨. મનોમંથન

આજ પણ એ તુજ છે જે પહેલા હતી,
એજ ચમકતો ચહેરો,
એજ કસાયેલું યૌવન,
સમયની ગતીમાજ વેગ છે બસ,
પ્રેમની એ શરૂઆતમાં,
સહવાસની મીઠી રાતમાં,
પ્રેમના રસાસ્વાદમાં,
ઉમળકાના ઓડકાર,

સમજવામાં કદાચ દિલ પાછળ છે બસ,
બહુપાસમાં મહેકતું તન,
વીંટળાયેલા હાથોનું વન,
મહેકતું રસાસ્વાદ યૌવન,
અરમાનો ઓગાળતું ઉપવન,
માણી લેવામાંજ મન પાછળ છે બસ,
બુઝાઈને સળગતી યાદો,
મનની ટળવળતી સૌગતો,
પ્રેમરસની ઉઠતી રેલીમાં,
હોઠ રસપાનનો આનંદ,

લાગણીઓ નાજ પુર વહે છે બસ,
તૂટતા વિશ્વાશની દરકાર,
ઊર્મિના કંપનનો એકરાર,
વફાઓની છૂટેલી દરકાર,
વિસરાતી લાગણી અપાર,
સમયનીજ આજ ગતિ બદલાય છે બસ,

~સુલતાન સિંહ 'જીવન'

# ૫૩. સવાલો

સવાલોતો આજેય કેટલાય છે મનમાં,
કેમ આવ્યા હતા સતાવવા,
કેમ સપના આમ સળગાવ્યા,
કેમ કરતા જીદ મળવાની,
નજીકતામાંય કેમ લાવ્યા,

સવાલોતો આજેય કેટલાય છે મનમાં,
હાથોના રસે કેમ ચખાડ્યો,
તરસ્યાને વધુ તરસાવ્યો,
અવિશ્વાશની ઓટે પડ્યા,
આંખોમાં સત્યો બતાવ્યા,

સવાલોતો આજેય કેટલાય છે મનમાં,
અચાનક કેમ આમ બદલાયા.
દુરીના સમુદ્ર કેમ તણાયા,
મનમાં આસ જગાવી ભાગ્યા,
અચાનક બધા વાયદા ભુલાવ્યા,

સવાલોતો આજેય કેટલાય છે મનમાં,
અવિશ્વાશના ચશ્માં ચડાવ્યા,
સત્ય જણાવા કેમના મથ્યા,
કોઈકની વાતે કેમ ચડ્યા,
ઉજાસથી અંધારમાં પડ્યા,

સવાલોતો આજેય કેટલાય છે મનમાં,
ના જવાબ દીધા ના પૂછ્યા,
વાયદાય ભુલાવી નાખ્યા,
પોતાના સવાલોય છુપાવ્યા...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૪. વણઝાર

શું યાદોની વણઝાર છે ને તારી 'જીવન'?
નીર્દોશભાવની રેખાઓ,
સ્મિત ફરકાવતો ચંદ્રમાં,
મૃગ નૈની તણી સુગંધ,
રૂપ-રંગો નો શણગાર,
સંભળાતી વાતનો લહેકો,
નિર્દોષતામાં પ્રેમનો એકરાર,
તન-મન મિલનની આસ,
આંખે તડપતો અહેસાસ,

શું યાદોની વણઝાર છે ને તારી 'જીવન'?
સમયની બદલાયેલી કેડીએ,
વેરણ યાદમહેલ કાટમાળ,
વિસરાયેલા વાચા શબ્દો,
દુઃખ-સુખે વિતાવેલ પળ,
મિલનની રંગીન યાદો,
લટકતી સતાવતી ચાલ,
તન-મનનું આમ મિલન,
અસંતોસે ઉભરેલ સંતાપ,

શું યાદોની વણઝાર છે ને તારી 'જીવન'?
નફરતે ફેરવાયેલ લાગણી,
આંખે ભડકતો રોષ આજ,
ભૂલાયેલા પ્રીત-વચનો,
વિસરાયેલા પ્રેમ-સબંધો,
દમ તોડતો એ સંગાથ,
મનમાં અજેય એજ પ્રીત,
યાદ તારી, સપના મારા,
તું છે એટલે જ કદાચ હુય,

શું તારી યાદોની વણઝાર છે ને તારી 'જીવન',

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૫. ડગ માડ્યાતા

બાળપણના દિવસો શું ગજબ હતા,
મજબૂરી ખાતર સ્કુલે ડગ માડ્યાતા,
ઘડીઓ હતી જે બાળપણ જીવવાની,
નિશાળેથી તો પાછા પગ માડ્યાતા,
યુવનીમા પ્રેમની સમજ આવી હશે,
પ્રથમ વખત ખુશીમાં પગ માડ્યાતા,

પોતાની બની ના શકી એ 'જીવન',
એની સાથેતો પ્રેમના પગ માડ્યાતા,
સમજી બેઠા એની ચાહતને સર્વસ્વ,
છેલ્લા કદાચ વિશ્વાસે ડગ માડ્યાતા,
અજાણ હતા સંપૂર્ણ પ્રેમની સૃષ્ટિમાં,
સાથેજ તો 'જીવન' ડગ માડ્યાતા,

આનંદ હતો પ્રેમરસના એ નશામાં,
છેતરામણીમાં અડીગ પગ માડ્યાતા,
કદાચ 'જીવન' પ્રકરણમાં છેતરાયા,
છોડી જવાના એણેતો ડગ માડ્યાતા,
ખુશીઓ છીનવી ગયા એકલા છોડી,
સમજાયું કે દુઃખમાંજ ડગ માડ્યાતા,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૬. તારણ શું...?

નારાજગીની વધતી જતી ઓટમાં,
પ્રેમથી નફરતનું આ તારણ શું?
ચુકાદો આમ કઈ વાતનો આપ્યો,
બદલાઈ જવાનું આમ કારણ શું?
બહુ થયા નફરતના વંટોળ હવે,
ભુલાયેલી આ ચાહતોનું તારણ શું?

અચાનક આવ્યા અને અચાનકજ,
જીંદગી વિખેરવાનું પણ કારણ શું?
સમજુતો હુય છું કે તમે બદલાયા,
એક વખતેય ના મળ્યા કારણ શું?
પ્રેમની અવાજ ભલે ના સંભળાય,
ઉભરતી ધૂળી ડમરીઓનું તારણ શું?

વિશ્વાશ ગોદામે માલની કમી હતી,
તૂટતા વિશ્વાસ પાછળનું કારણ શું?
ભૂલીજા ક્યારનું તમે તો કહી ચુક્યા,
અચાનક ભૂલી જવાનું તારણ શું?
લાખ ભૂલો માફ કરતા કેમ સાચુને,
મારી ભૂલ માફના કરવાનું કારણ શું?

નારાજગીની વધતી જતી ઓટમાં,
પ્રેમથી નફરતનું આ તારણ શું?

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૫૭. યાદ છે...?

વીતેલા દિવસોમાં વરસેલા શ્રાવણનો,
વરસાદ યાદ છે?
મહામહેનતે માનવતા સ્વીકારી મેં-તને,
વાત યાદ છે?
વારંવાર મળવાની ઝંખનામાં વધ્યા,
આગળ યાદ છે?

મો ફેરવે છે આજ પણ તડપ મને જોવાની,
યાદ છે તને?
મન્નતે મળેલી મારી ચાહત તને મન્નતો,
હવે યાદ છે?
ફુરસત ભલે નથી આજ વિતાવેલો સમય,
આજેય યાદ છે?

ધિક્કારે આજ જેને હાથ જોડી મનાવતી,
ભૂતકાળનો યાદ છે?
શબ્દ ભલેના સાંભળે દરેક શબ્દ પાળતી,
વીતેલો સમય યાદ છે?
જે બાહોમાં વીંટળાઈ નિર્ભય બની જતી,
એ સહારો યાદ છે?

કેટલી હદ સુધી આગળ વધેલા પ્રેમની,
રાતની વાતો યાદ છે?
મારામાંજ ખોવાયેલી રહેનાર ‘જીવન’,
મારી કહાની યાદ છે?
પ્રેમની પરિભાષા મને સમજાવતી હતીને,
ભાષા એ તને યાદ છે?

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૫૮. અંતરમનમાં

શું છે આજ હવે તુજ મનમાં,
બતાવીને તો જો,
ગુસ્સો કે લાગણી,
દર્દ કે બેવફાઈ,
દગો કે પછી પ્રેમ,

કે ભૂલી જવા પલ પલ મથતું મન,
ભલેને ગમે તે હોય,
સત્ય કે અસત્ય,
સારું કે નરસુંય ભલે,

શું થઇ જવાનું ભુલ્વુંજ મુશ્કેલ છે,
જે તારાથીજ શરુ,
અને તુજમાં અંત,
વધુ તો શું કહું,

મશ્કરીમાજ જીવન લુંટાવી દીધું અમે,
કયા ગયો એ પ્રેમ?
એ લાગણીઓ, ને
વચન, વાયદાઓ?

પળ વાળમાંજ જાણે વહી ગયું ને આમ,
નફરત પણ આવી,
દુનિયાની વાતોમાં,

સત્યતો સમજાશે પછી તને વખત પડે,
ખબર તો નથીજ,
નક્કર સમય, પણ

ઈંતઝારે લાગી જા,

બસ વીતેલા વખતનો સહારો લઈને આવીશ,
મળીશું ક્યારેક,
એકાંતની પળોમાં,
હું ને તું, અંત બસ,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૯. બંધન

લીલોતરી છવાયેલું જાણે કોઈ,
ઉપવન જ હતું,
મનની મુકે મલકાવી કોઈ એવું,
સપનું જ હતું,

સામે આવ્યા તોય એવા સમયે,
મન જોઇને ઘાયલ હતું,
અથાક વાતો નૈન મળતાજ કરી બેઠા,
સગપણ આજેય જુનું હતું,

ઉતરી ગયા ઊંડાણે પ્રથમ નઝરે,
અરમાન ચાહતનુંજ હતું,
અમારી પણ હાલત ત્યારે એવીજ હતી,
સમજવુય મુશ્કેલ જ હતું,

અંત પામ્યો અચાનક ટૂંકો સાથ,
દિલમાં અજેય તડપન હતું,
કદાચ તારા વગર 'જીવન' વિચારવું,
એક માત્ર બંધન જ હતું,

રજુ કરતી બધુજ આંખો તમારી,
સમજનું ક્યાં એ દર્પણ હતું,
ઝંખ્યા તમનેજ 'જીવન' બનાવીશ,
મજબુત ક્યાં સગપણ હતું,

ઝખમો કદાચ ભરતા સમય સાથે,
ક્યાં નિશાન એ નાનું હતું,
ખોવાયા તમે ભૂલીને અમને 'જીવન',
જાણે વર્તન મારુજ દર્પણ હતું,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૦. તારી ખુશીઓ શેમાં છે...?

મેં તનેજ પૂછેલું ને તારી ખુશીઓ શેમાં છે?

પહેલી વખત મળ્યા હતા,
ભેળાય ત્યારે ભળ્યા હતા,
અરમાન એ તુજ મનમાં,
એનાજ પરિણામ દર્દ હતા,
પ્રેમ માટે તરસતાય હતા,
મેં તનેજ પૂછેલું ને તારી ખુશીઓ શેમાં છે?

રોજ મળતી ને વાત કરતી,
મન મળતાને ખુબ જુમતી,
સમાઈ જવાની એ ઝંખના,
શરતોના અધીન થઇ જતી,
મનેજ પામવા માટી રેહતી,
મેં તનેજ પૂછેલું ને તારી ખુશીઓ શેમાં છે?

વાતો વિસરાઈ વાયદા ઓગળ્યા,
લોક રવાડે સપનાંય રજાળ્યા,
વિશ્વાસો મનના તાર તૂટ્યા,
યાદો અને અરમાંનોય રૂઠયા,
ચાહતનો ઉડતી હેલીમાં પણ,
મેં તનેજ પૂછેલું ને તારી ખુશીઓ શેમાં છે?

મોઝા હવે નફરતના ઉછળ્યા,
ભુલાતી ગઈ દરેક એ વાત,
મનાવવાય અમે ખુબ મથ્યા,
આખરી આસ બસ તારી હતી,
કોઇકદી અવસો રડીને પુછસો,
તુજ બતાવ ‘જીવન’ તારી ખુશીઓ શેમાં છે?

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૬૧. ઈકરાર

આકાશના ખોળામાં સૂરજનો પ્રકાશ,
જાણે આજ છુપાઈ રહ્યો છે,
રાતની ગહેરાઈઓ પણ આજ,
અંધકારમાં ખોવાઈ રહી છે,
અંધકારે દેખાતું એ રૂપ સૌંદર્ય,
રાતમાં એ સુરત ઝળહળી રહી છે,.

અજાણી હરકતો દિલમાં આપમેળેજ,
ચાહત સગપણની વધી રહી છે,
રાત પણ તને સંતાડવાની કોશિશમાં,
પણ તૂટતી એખાઓ બતાવી રહી છે,
વિખરેલા વાળના જાળમાં વિચારો અજાણ્યા,
જાણે કઈક કહેવા માટે તડપી રહ્યા છે,.

ગુસ્સો કરવાનો એ કારણ પણ ના કહી શકતી,
જ્વળાતો એમાંય જાણે ભભૂકતી હતી,
કેમ કરીને સંભળાવું તું સાંભળવાજ નથી ઈચ્છતી,
આકાશના ખોળે સૂરજનો પ્રકાશ,
જાણે આજ છુપાઈ રહ્યો છે,.

રાત્રીના અંધકારમાં છતની રોશનીમાં,
પડછાયો પણ ધીરેથી સંતાઈ રહ્યો છે,
અંધકાર પણ ગહેરો થતો જઈ રહ્યો છે,
તને સંતાડી મનેજ દુર કરે છે,
રાત્રીની ગહેરાઈઓ પણ અંધકારમાં,
ખોવાઈ રહી છે જાણે,

~સુલતાન સિંહ 'જીવન'
[ ભાષાનુવાદ હિન્દી થી ગુજરાતી ]

# ૬૨. પુકાર

ઉનાળાની આ અગ્નીવર્ષામાં,
રોષે ભરાયો છે આજ સુરજ,
દુર સુધી પથરાયેલો તડકો,
ઠંડક પડે એવો છાયડોય નથી,

વણવાંકે ઉભરાયેલો છે ગુસ્સો,
આંખોમાય આજ વર્તાય મને,
નફરતની એ સીમા નથી હો,
છાંટોય એમાં વરસતો પ્રેમ નથી,

રાત્રીનો આ જાણે ઠંડો પહોર છે,
અંધકાર સામ્રાજ્ય પથરાય છે,
ચંદ્રની શીતળતા અદ્ભુત છતાંય,
પ્યાસ બુજાય એટલો પ્રેમરસ નથી,

જ્વાળામુખી સમી છે ભુલાયેલી યાદો,
દર્દનો જ્વાળ જાણે ઉભરાઈ જાય,
પ્રેમ બળીને રાખ થઇ ગયો હશે,
એક તડપતો હવે એ જીવ પણ નથી,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૩. બદલાઈ ગઈ છે...

ચંદ્રની તો ચમકવાની હવે અદા,
બદલાઈ ગઈ છે.
ચાંદની વરસવાની હવે કલાઓ,
બદલાઈ ગઈ છે.
રાતની એ કરામતો શું રંગતે રાત,
બદલાઈ ગઈ છે,

રાધા જે ઝૂરતી કૃષ્ણના પ્રેમમાં એય,
બદલાઈ ગઈ છે.
કૃષ્ણની અને સુદામાની એ દોસ્તી,
બદલાઈ ગઈ છે.
પ્રેમ આજેય પવિત્ર છે, લાગણીજ,
બદલાઈ ગઈ છે.

એક પલ ના રહી શકતી હવે એય,
બદલાઈ ગઈ છે.
વચ્ચેથી મદહોશ કરી વિહરતી હવા,
બદલાઈ ગઈ છે.
મન રોમાંચિત કરી મલકાવતી ભવના,
બદલાઈ ગઈ છે,

પળ પળનો સહવાસ ઝંખતી 'જીવન'
બદલાઈ ગઈ છે.
મન ભરીને એ ઉડા ઉડ કરતી ગતી,
બદલાઈ ગઈ છે.
રામ પણ નથી રહ્યો કારણ સીતા,
બદલાઈ ગઈ છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૪. શું ઈચ્છે છે...?

શું ઈચ્છે છે તું 'જીવન' મારાથી,
ક્યારેકતો મનેય બતાવી દે,
દુઃખ જ આપવાના બાકી કે પછી,
અરમાન સળગાવીને કહે છે,
વેદના શું ફક્ત મનેજ થાય કે,
તું એ પીડા છુપાવી રહી છે,

શું ઈચ્છે છે તું 'જીવન' મારાથી,
ક્યારેકતો મનેય બતાવી દે,
ભૂલી ગઈ છે તું સાચેજ મને કે,
મને તડપાવવા જ કહે છે,
ચાહત ભલે ના રહી હોય તુજમાં,
બસ પ્રેમ છુપાવીને રહે છે,

શું ઈચ્છે છે તું 'જીવન' મારાથી,
ક્યારેકતો મનેય બતાવી દે,
સબંધ તોડવાની ઈચ્છા છે મુજથી,
કે જાતેજ આમ તોડવા કહે છે,
દુર જવાની બધી કરામતો છે તારી કે,
અમસ્થાજ આમ દુર રહે છે,

શું ઈચ્છે છે તું 'જીવન' મારાથી,
ક્યારેકતો મનેય બતાવી દે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૫. વાત તારી, મારી...

દિલના કોઈક ખૂણે છે અજેય સુગંધ તારી,
યાદો દબાયેલી જોતાજ તરવરી ઉઠે તારી,
હોઠે ખેચાતી હરેક પળે બધીજ વાતો તારી,
ક્યાં સુધી બનાવીશ મુજ થી દુરીઓ તારી,

વિચાર પણના કરતી તું બસ આદત મારી,
કંકાલ હું આ સૃષ્ટિમાં ને તું આત્મા મારી,
હજાર બંધનો છે છતાંય જાણે તુજ મારી,
તુજ મને આછી પડેલી તસ્વીર છે મારી,

ક્યાં સુધી છેતરીશ રીસામણે આત્મા તારી,
સાંભળીજો દિલમાં ધડકતી ઝણકાર તારી,
લાખો સપના છતાંય કલ્પના માત્ર તારી,
ફરિયાદ, વાતો ને વાયદાની હેલીએ તારી,

ભુલાતું હોય મન માં ભુસાતી ચાહત મારી,
વર્ષો વીત્યા પણ ના માની તે વાત મારી,
એકાંતની દરેક પળમાં સાથ તુંજ છે મારી,
લોકો ભલે કહે પાગલ ક્યાં મને ફિકર મારી,

ક્યાં સુધી કરીશું કે સબંધોમાં મારી-તારી,
ચલ થઇએ એક બધું ભૂલી તારીને મારી,
મારા જીવનની દરેક ખુશી સમજીલે તારી,
તારા દુખોની ‘જીવન’ હવે ભાગીદારી મારી,

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૬૬. દિલમાંથી

આમ ભુલાઈ ગઈ છે મનમાંથી પ્રીત,
બદલાઈ છે તસ્વીર દિલમાંથી,
આશાઓ તૂટી ગઈ હવે તો મનમાંથી,
બદલાઈ પ્રીતની યાદ દિલમાંથી,

જોડાઈ છે યાદોની આ દોર મનમાંથી,
એક પલ નથી ભુલાતી દિલમાંથી,
વિચાર સુધ્ધા નથી તને ભૂલી જવાનો,
નીકળતીજ નથી તસ્વીર દિલમાંથી,

રિસાઈ ગઈ છે કદાચ તું 'જીવન',
ભુલાઈ પ્રીતની આસ દિલમાંથી,
શું કામ ગઈ આમ છોડી જીવનમાં,
બુજાઈ અરમાનોની જ્યોત દિલમાંથી,

એક વાર આવવાનો આજેય વિશ્વાસ છે,
સપના નથી નીકળતા દિલમાંથી,
કદાચ ના બને જેવું લોકો કહે છે,
કલ્પના નથી જતી તારી દિલમાંથી,

માનીશ કે જીવન મારું રંગીન છે,
અર્થહીનતા નથી જતી દિલમાંથી,
સપનાતો આજેય એટલાજ રંગીન છે તારા,
અંત કરસે પ્રેમ વિહીન દિલમાંથી,

[ અંત = મૃત્યુ ]

~સુલતાન સિંહ 'જીવન'

# ૬૭. કેમ કહેવાય...?

બેવફા યાદોને કેમ કહેવાય આજ મારાથી,
તેજ કરીને બેવફાઈ તો મારાથી,
આમતો તુજ ભૂલી છે ને મને આજ,
યાદોને કેમ ભૂલાય તારી મારાથી,
એકાંતમાં તો તારેજ નથી મળવું આજ,
એકાંતે જ યાદો ઉદ્ભાવાય મારાથી,

બેવફા યાદોને કેમ કહેવાય આજ મારાથી,
તેજ કરીને બેવફાઈ તો મારાથી,
દિલમાં અજેય મધ-મધે છે યાદો તારી,
દુરીઓ પણ તેજ બનાવી મારાથી,
હરપળ માણી લેવાનો હક પણ છીનવાયો,
છીનવાય ક્યાં તારો હક મારાથી,

બેવફા યાદોને કેમ કહેવાય આજ મારાથી,
તેજ કરીને બેવફાઈ તો મારાથી,
તેજ ભુલાવીને મુલાકાતની રંગીન યાદોને,
જગ્યા કયા અજેય ભૂલાય મારાથી,
ધડકનોના સુર પણ આમ છોડી ગયા તમે,
ધડકનો આમ ક્યાં રોકાય મારાથી,

બેવફા યાદોને કેમ કહેવાય 'જીવન' મારાથી,
તેજ કરીને બેવફાઈ તો મારાથી,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૮. દેખાય છે.

મતલબી દુનીયા માંય આજ તો,
અહંકાર દેખાય છે...

પ્રેમ હતો નૈનોમાં તારા કોઈક વાર,
આજ નફરતની આગ દેખાય છે...

મહોબતની નદીઓ વહેતી દિલમાં,
આજતો નાળાય સુકાય છે...

દિલને ગમતાં મીઠા બોલ તારા,
આજે એજ ઘાતક દેખાય છે...

નસે નસમાં વહેતો તારો પ્રેમરસ,
આજે સુકાતો દેખાય છે...

સમજાતું નથી મારી સામે આજ તું છે,
કે પછી પ્રતિબિંબ દેખાય છે...

હાસ્યરસની ગંગા વહાવતા મુખ પર,
જાણે છલકાતો આક્રોશ દેખાય છે...

આવા દિવસો જોવાની આસ નથી,
તારા ચહેરાની રંગત દેખાય છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬૯. યાદ આવી જાય છે...

ભૂલવાની કોશીશમાંય તારી,
યાદ આવી જાય છે...

ઊંઘવાની કોશિશ કરુ ને સપનમાં,
તુજ આવી જાય છે...

સાક્ષાત્કાર વહેમમાં જીવતો જીવ,
ભ્રમમાં ડૂબી જાય છે...

વિચારું ભૂલી જાઉં તને આજેય,
યાદો ફરી આવી જાય છે...

ભૂલવાની કોશિશમાંય તારી,
યાદ આવી જાય છે...

પ્રેમની મુરતની કલ્પના કરતાય,
તસ્વીર તારી બની જાય છે...

દિલની ગહેરાઈ થી તારી યાદો,
આંખે અશ્રુ બની જાય છે...

સમજાતું નથી પ્રેમ ગળાડૂબ બનેલી,
આજ બેવફા બની જાય છે...

ભૂલવાની કોશિશમાંય તારી,
યાદ આવી જાય છે...

~સુલતાન સિંહ 'જીવન'

# ૭૦. ભુલાવી જાય છે કોઈ...

ખીલેલા ફૂલને ઉઠાવી જાય છે કોઈ,
ખુશબૂની લહેર લહેરાવી જાય છે કોઈ,

કાયમ હસવાનું શીખવનાર જીંદગીમાં,
રડવાનું પણ શીખવી જાય છે કોઈ...

પૂર્ણપણે વિહાર કરતી નાવને પણ,
અચાનક આમ ડુબાડી જાય છે કોઈ...

પ્રેમ પામવામાં વર્ષો નીકળી જાય છે,
મળેલો પ્રેમ પણ ઝુંટવી જાય છે કોઈ...

રહેતા હતા હમેશા એ હસતા ચહેરાઓ,
ખીલેલા ચહેરાનેય મુર્જાવી જાય છે કોઈ...

બિછાવ્યા હતા ફૂલો તમારા માર્ગમાં,
તમે આવતાજ હવા ઉડાવી જાય છે કોઈ...

જયારે દિલ સમજાવવા મથે તને,
સ્વાર્થી દુનિયા બહેકાવી જાય છે કોઈ...

કોશિશ કરું છું એકવાર સુઈ જવાની,
સુટાની સાથેજ ઉઠાડી જાય છે કોઈ...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૭૧. આજ પણ યાદ છે...

પહેલી વારે કરેલી તારી ચાહતનો,
ઈકરાર, આજ પણ યાદ છે...

બહાના કાઢી રોજ મળવા આવતી,
એ જગ્યાઓ આજ પણ યાદ છે...

હું રીસાઈ જતોને મનાવવા મથતી,
તારી એ મથામણ અજેય યાદ છે...
ચાહતની ગલીઓમાં પાંગરતો પ્રેમ,
પ્રેમભરી ગલીઓ, આજ પણ યાદ છે...

ધાબાની સીડીઓમાં ખોવાયેલા મનથી,
સીડીઓના સોપાન, આજ પણ યાદ છે...

બરબાદ થઇ ગઈ પ્રેમભરેલી દુનિયા,
કારમો એ દિવસ, આજ પણ યાદ છે...

જીવથી વધુ તારી ચાહતના વાયદાઓ,
બોલેલા શબ્દો, આજ પણ યાદ છે...

બે પરિવારો વચ્ચેનો વેર છતાં તારી,
પ્રેમની વફાદારી, આજ પણ યાદ છે...

દિવસો વીત્યા જાણે વર્ષો સમાન,
હર એક ક્ષણ, આજ પણ યાદ છે...

હજારો વાર તને મળવાની કોશિશ,
ના મળી તું, આજ પણ યાદ છે...

પ્રેમનો વહેતો સમુદ્ર અચાનક સુકાયો,
આટલો બદલાવ, આજ પણ યાદ છે...

ચાહતો રહ્યો આજપણ નફરતો સહીને,
એ દિવસો મને, આજ પણ યાદ છે...

ત્રણ ત્રણ મહિના ફર્યો કારણ શોધવા,
તડપેલા દિવસો, આજ પણ યાદ છે...

વિશ્વાસ કર્યો તો દુનિયામાં સૌથી વધુ,
તૂટેલો વિશ્વાસ, આજ પણ યાદ છે...

ભૂલી ગઈ હશે તું કદાચ સુરત પણ,
આંખો સામે તું, આજ પણ યાદ છે...

ઇંતેજાર તારા મુખે સંભાળવા આટલુજ,
ભૂલી નથી તને, આજ પણ યાદ છે...

~સુલતાન સિંહ 'જીવન'

# ૭૨. કઈક નડે છે...

આંખો છાની ભલે પણ દિલ રડે છે,
જીંદગી માં સાથીની ખોટ પડે છે.

દિલથી ચાહી હશે એક બેવફા ને,
યાદો ની વેદના આજેય નડે છે.

જાન હતી એક જમાનામાં એ મારી,
જીવન એજ આજ જાણે સામી પડે છે.

વિચારતો એવો છે કે ભૂલી જાઉં,
દિલના દરેક ખૂણે પડેલી યાદો નડે છે.

આંખો છાની ભલે પણ દિલ રડે છે,
જીંદગી માં સાથીની ખોટ પડે છે.

ચાહત છે તને પામવાની એટલીજ,
શું કરું, ના કહેવાની તારી આદત નડે છે.

પરવા નથી દુનિયાની જો તું મને,
સમજાવ આખરે તારા મનને શું નડે છે.

કોશિશ દરેક કરી મેં તને મળવાની,
કદાચ કઠિનાઈ હાલ સમયની નડે છે.

આંખો છાની ભલે પણ દિલ રડે છે,
જીંદગી માં સાથીની ખોટ પડે છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ૭૩. ખોવાઈ છે...

પ્રીતની કેડી હવે ક્યાં ખોવાઈ છે,
જીવનની સરગમ ક્યાં ખોવાઈ છે,
ભુલાઈ ગઈ હીર-રાંજાની કહાનીઓ,
પ્રેમને સમજનાર હીર ક્યાં ખોવાઈ છે...

આસ નથી તારા પાસે પ્રણયફાગની,
દિલની વાત સાંભળવાની ક્યાં મનાઈ છે,
પરિવારના બંધનોને તોડી પાર ઊતરતી,
મારા રુદિયાની રાધા ક્યાં ખોવાઈ છે...

વાત જોવાઈ વર્ષોથી તારી પ્રેમ લહેરની,
પ્રેમલહેર ફેલાવનાર ઋતુ ક્યાં ખોવાઈ છે,
રેવાતું નથી વગર તારા એકલતાના ટાણે,
દિલાસો દેતી તું મોહિની ક્યાં ખોવાઈ છે...

અદભુત હતી એ પ્રેમ પ્રકરણની યાદો,
તારા મનમાં એ યાદો ક્યાં ખોવાઈ છે,
કરમાઈ ગઈ વસંતમાંય મારી ‘જીવન’,
સમજે મારા દિલને એ ક્યાં ખોવાઈ છે...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૭૪. અસમંજસ

રંગીનતા નિસ્તેજ તો બનવાનીજ ને,
આસ કરેલી હવે તો નડવાની જ ને,
સમય બદલાતો જ રહે છે જીવનનો,
સત્ય જીવનનું એક'દી છતું થવાનુ ને,

કોમલ હૃદય મનુષ્યનું ફૂલ સમાન છે,
ખુશી ખોવાઈ જાય, દુઃખતો થવાનું ને,
કોશિશ ભૂલવાની કરીએ હું અને તુંય,
કોશિશ ભુલવાની તડપવાનું મારેજ ને,

સમજાતી જ નથી ધરતીની ત્તરસ મેઘને,
અનહદતા છતાંય ક્યાં છુપાય છે આજ,
વધી જાય છે વાવટા સતત મેઘરાજાના,
પ્રેમ ધરતીનો ક્યાં ઓછો થતો જાય છે,

મનની ચાહનાને દબાવીશ ક્યાં સુધી હું,
રાહ ખોવાઈ ચાલવાનું દુખ થાય જ ને...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૭૫. કોશિશ ભૂલવાની...

ભૂલતા નથી લાખ કોશિશો ય પણ,
કોશિશમાં પણ તમારું નામ આવે છે,
દૂર રહેવાની લાખ કોશિશોમાં પણ,
પાસ તમારે એવુજ કામ આવે છે,
નઝરો છુપાવો છો તમેતો મુજથી,
નઝર અમારી ક્યાં બદલાય છે,
યાદ આવે તમને કઈ ભલે નહિ,
આખો ભૂતકાળ સામો આવે છે,

એક હા ના જવાબ માટે જગમાં,
વર્ષોનો અમુલ્ય ખજાનો લુટાવ્યો,
બરબાદ થયા અમે ખજાના લુટાવી,
હવે તો બેવડાઈ હશે ખુશી તમારી,
કદરતો રસ્તાના પથ્થરની પણ હોય,
તમે ના કરી કદીયે કદર અમારી,
વર્ષોમાં જીવનના બધા ફર્જ ભુલાવ્યા,
પામવા ફક્ત ચાહત જ તમારી...

સમજાયું ના તને એક પણ વખત,
સુખતો ગુમાવ્યું તમારો સાથ પામતા,
ના સમજી શક્યા તમે તપસ્યા આમારી...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૭૬. ઉભરાય છે.

યાદ તમારી આવે ને મન ઉભરાય,
છે ભૂતકાળની એ યાદો થી,
દેખી જો લઈએ ઝલક પણ તમારી,
આંખો ભરાઈ જાય ખુશીના વહેણથી,
મન નથી થઇ શકતું શાંત તમારી,
વિરહની વેદનાઓથી હવે તો,
લુંટાઈ ગયા છીએ જગતમાં અમેજ,
એક પ્રેમની લહેર પામવાજ હવે,
ભલે ખુશી હોય તમારા મનમાં દુરુથી,
દુભાય છે દિલ પળ પળ હવે તો...

થવાના દીધો કોઈ દી બીજા કોઈનો,
તારા સિવાય કોઈનો નથી હવે તો,
મારું વર્તન બદલાય છે હુય જાણું,
તારો વિરહ ક્યાં ભૂલાય પણ છે,
એક વાર પણ ના મળી શકે તું,
એટલોય વિશ્વાસ નથી તને હવે,
દિવસ ભર શોધતી રહે આંખો મારી,
ચહેરો હર પલ તારોજ,
કેમ નથી સમજતી કે તૂટી જશે વેદનાના,
બંધોય હવે તો ઉભરાય ને...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૭૭. સમય સબંધ...

દેખાતાની સાથેજ કેમ સંતાઈ જાઓ છો,
દિનભર રાહ જોઈ જે સમયની અમે,
સમયતો થયો અને આવ્યા પણ તમે,
બોલાવતાની સાથેજ દૂર થઇ જાઓ છો...

સમજોતો ખરા દિલની વાત વખત એક,
પછી તો કદાચ સમય વીતી જશે,
ખોઈ બેઠા બધું તમને પામવાની આશમાં,
સુનું છે તમારા વિના અંધકાર આકાશમાં...

સૂરજનો તાપ મનેય લાગે જ છે ને,
સુરતથી ટાઢકતો દિલમાંજ મળે છેને,
જતા રહેશો આજ તમે એકલતામાંય,
જગતની ભીડમાતો આંખ ચુરાવશો ને...

ભલે ભૂલી જાઓ અમારા પ્રેમ રાગને,
નથી ભૂલી શકતા એજ ગુનાની સજા,
પ્રાથના કરીએ તમારી ખુશીની  અમે,
દિલની વાત પણ વણકહે ક્યાં રહેવાય,

મળવું મારેય છે પણ રાજી નથી આજ,
આવશો તમે ત્યારે શોધશો કે આશિક,
એ બેપનાહ ક્યાં છે...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૭૮. આવે છે... એકલતામાં...

એકલતામાંજ ઘણીવાર વિચાર આવે છે,
મનસપટ પર એ તસ્વીર ઉપસી આવે છે.

નથી ચાહત, મતલબ ને પ્રીતનો અણસાર,
એના મનમાં ક્યાં એ પળભર પણ આવે છે.

ભુલાઈ ગયી બધી યાદો એ સમયની હવે,
એજ મુખમંડળ વારંવાર ચિતરાઈ આવે છે.

મતલબની વાતોને ક્યાં કદી સ્થાન હતું,
સબંધોમાં વિશ્વાસની કમી વર્તાઈ આવે છે.

ઉમર તારી તને બેગુનાહ ભલે બનાવતી,
ભૂલ તારી તોય સાફ દેખાઈ આવે જ છે.

સબંધોમાં પણ નાજુક મોડમાં ફસાતી આ,
કમીઓની ભૂલ દેખાઈ તુરંત જ આવે છે...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૭૯. ક્યાં દેખાય...

દિલના ઊંડાણમાં તિરાડો કોઈને ક્યાં દેખાય છે,
અનુભવતી મનમાં વેદના ક્યાં કોઈને દેખાય છે,
આમતો ગણાય ગામ જીવનના આ કાવ્યકાળમાં,
તારીજ વેદના કોરી ખાય એ હજુ ક્યાં દેખાય છે,
મને સતાવવા કે પછી આવેષમાં તારા દિલના,
તારીજ બરબાદી તરફ ખસે તોય ક્યાં દેખાય છે...

તુજ મને કે મારા જેવો કદાચ નહિજ મળે તનેય,
એટલે જ તને લોકોની કમી ઓ ક્યાં દેખાય છે,
સત્યતા જોવાની વસ્તુ છે બતાવવાની નઈ હો,
આંધળી બને આંખો વાસ્તવિકતા ક્યાં દેખાય છે,
અવિશ્વાશના વહેણમાં બધુજ ભૂલી ગઈ ભલે તું,
સત્ય અને સાતત્યતા પ્રેમની ક્યાં તને દેખાય છે...

ઝળકતી એ તસ્વીર મારી તારામાં સદાયને માટે,
પળ માટેય એની લાગણીએ હવે ક્યાં દેખાય છે,
જે જીવનને અપનાવી હતી મઝબુરી ઓ ખાતર,
હવે જીવનની એ મૂર્તિ પણ તુજમાં ક્યાં દેખાય છે,
બહુજ બદલાઈ તું ઉજાસથી અંધકારમાં પ્રવેશી ને,
એવા અંધકારમાં પ્રકાશની સત્યતા ક્યાં દેખાય છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૦. દુપટ્ટો તારો...

મળ્યો છે જ્યારથી આ દુપટ્ટો તારો,
મહેકતો લાગે છે એમાં સંસાર મારો,
આલિંગનના સહવાસની સુગંધ છે,
કેમ બદલાયો છે આમ વિચાર તારો...

પળવારમાં ભૂલી વિતાવેલા સમયને,
જાણે કદી ના થયો સથવારો મારો,
તુજથી તો સાચો છે આ દુપટ્ટો તારો,
વીત્યા દિવસોમાંય છે અહેસાસ તારો...

ટૂંકુંજ છે 'જીવન' એતો હુંય સમજુ,
ક્યારે બગડ્યો મેં જરાય સમય તારો,
તુજ કદાચિત બેવફા છે ભૂલી મને,
આજેય નસનસમાં છે અહેસાસ તારો...

નથી સમજાતું કે કયા શબ્દો લખું,
તારી પાસે છે ક્યાં સમય પણ તારો,
કેટલાય પરિવર્તન જોયા છે વર્તનમાં,
દિલમાં સમાન છે પ્રેમ પ્રવાહ તારો...

આપી દઈશ અર્થવિહીન દુપટ્ટો તારો,
પ્રેમ નથી એમાય બસ નકાર તારો,
પ્રેમની પ્રતીતિનો આનેદ આપનાર હતો,
આજ ફક્ત 'જીવન' દુપટ્ટો જ છે તારો...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૧. એક પળમાં...

તનેજ નીરખે છે નજર તો હર પળમાં,
દેખાય તું ને મન મહેકી ઉઠે છે આમ,
સાંસરવી ઉતરે છે દિલમાં તારી નજર,
નારાજગી સહેવાતી નથી એક પળમાં...

યાદ છે તું 'જીવન' મને દરેક પળમાં,
શોધું બસ પ્રેમ મુજ પ્રત્યે તુજ મનમા,
વિસરાયો હોય એવું કદાચ લાગ્યા કરે,
મારા દિલમાંથી ક્યાં ભૂલાય એક પળમાં...

અથાક ગહેરાઈથી ચાહું તને હરપળમાં,
થાકીશ મુજ દિલની ગહેરાઈ માપીનેય,
સમજી શકી હોય કદાચ આજ સુધીમાય,
લાગીજા મારા બાહુપાશમાં એક પળમાં...

તારીજ યાદો તડપે મનના હર પળમા,
કેમ મારા મનની વાતો સમજતી નથી,
કદાચ કરે કોશિશ સમજાઈ જાય સત્ય,
વહી જઈશ મુજ વહેણે બસ એક પળમાં...

કેમ ભૂલ્યા સહવાસના સંગીત હરપળમાં,
અનુભવતો ગહેરાઈ તુજ તણી ચાહતની,
સમજી શક્યો તને ને ઉતર્યો પ્રેમવનમાં,
તેમ છતાય તું ભૂલી ગઈ મને એક પળમાં...

~સુલતાન સિંહ 'જીવન'

# ૮૨. જાય છે... 'જીવન'

ધડકનો પણ ચુકી જાય છે દિલ જયારે આમ,
નજીકથી જ્યારે વિના મુસ્કાન પસાર થાય છે,
ક્યાંથી સમજાય કોઈના દુ:ખો તને એ મનના,
નારાજગી તારીજ કેટલા ઝખમ આપી જાય છે...

ધડકનો પણ ચુકી જાય છે દિલ જયારે આમ,
કઈક અપશબ્દો તું મારા વિષે બોલી જાય છે,
વિરોધી બનતા જોઈ મન ગમગીન થાય છે,
અને તું નફરતનું પાત્ર મનેજ બનાવી જાય છે...

ધડકનો પણ ચુકી જાય છે દિલ જયારે આમ,
એકવાર પણ નથી કેમ દેખાતી સચ્ચાઈ તને,
દુનિયાથી ભલે ખોટું બોલી શકાય છે 'જીવન',
દિલથી ક્યાં ખોટું બોલીને ખુશ રહી શકાય છે...

ધડકનો પણ ચુકી જાય છે દિલ જયારે આમ,
આશા આજ પણ તારી મને સમજી શકવાની,
એક વાર મારા સ્થાને રહી પોતાને મૂકી જોજે,
સમજાશે તને કેટલી વેદનાઓ મનેય થાય છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૩. માસુમ દિલ...

બપોરની એ એકલતા ની મુલાકાતો,
એક ઇશારાની રાહ જોતી તારી આંખો,
ઈશારાની હાજરીમાં પળના બગાડતી,
વરસતી પ્રેમ લહેરો માં આમ નાચતા,
એકાકાર તન અને અલીગનોની વર્ષા,
રાતની રંગીનીઓમાં થતી ચુંબનવર્ષા,
ભૂલી ગઈ કદાચ ભૂતકાળની એ વાતો,
આ માસુમ દિલ આજેય ખોવાયેલ છે...

પ્રેમ વણજાર ઢીંગલા-ઢીંગલીની વાતો,
અનમોલ પળો મા અનુભવેલો એકાંત,
વિશ્વાસ એ મુજપર તન-મન સોપવાનો,
બે જીવની અંધકારમાં થતી એકાકૃતિઓ,
મહેકતો આપણો સોરઠિયો સાથ યાદ છે,
ભૂલી ગઈ તું કદાચ ભૂતકાળ ની વાતો,
આ માસુમ દિલ આજેય ખોવાયેલ છે...

પાસ પાસે વિતાવેલ સરગમ પળોની,
હોઠોથી હોઠના પ્રેમરસ સાથ નીતરતા,
વાતોની એ વણઝાર ને ખોળો પ્રેમનો,
અગનજ્વાળ જેવો સ્પર્શને હાથ તારો,
અરમાનો ઉઠતા એજ શરીર આકારમાં,
બેકાબૂ બનતી સુગંધ તુજ તનની આમ,
ભુલાયજ કેમ એ ગીતો પ્રીતના આજેય,
ભૂલી ગઈ હશે કદાચ ભૂતકાળની વાતો,
આ માસુમ દિલ આજેય ખોવાયેલ છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૪. એક વાત...

એક તરફ આમ વરસતો સૂરજનો તાપ,
સાથેજ ઉછળતી મનમાં તારી કોરી યાદ,
મળવા તો એકવાર આવીશ એવી આસ,
ભુલાઈ હશે કદાચ તુજ મનની એક વાત...

એક તરફ આમ વરસતો સૂરજનો તાપ,
યાદોના તારા સહારે થતો ઝેરણ સંતાપ,
એક પળ નથી ભુલાતી માંથી તારી યાદ,
આજેય યાદ આવે છે તારી પ્રેમની વાત...

એક તરફ આમ વરસતો સૂરજનો તાપ,
અગ્નિવર્ષામાં તડપતી તુજ મનની યાદ,
કદી વિચાર નહતો આવ્યો કે તુ ભૂલીશ,
નથી ભુલાતી તુજ સંગ કરેલી હજારો વાત...

એક તરફ આમ વરસતો સૂરજનો તાપ,
બીજો તારી બેવફાઈનો કાળજાળ સંતાપ...

~સુલતાન સિંહ 'જીવન'

# ૮૫. ઉણપ રહી...

કોશીશોની સીમાઓ હવે પાર થઇ રહી,
નારાજગીની હદ સીમા ઓળંગતી રહી,
હર સમયમાં કોશિશ તને સમજાવવાની,
આશમાં આંખે અગ્નિ પણ કાળજાળ રહી...

મારી વાત પણ સાંભળત બસ એક વાર,
થાક્યો હવે હંમેશા ના સાંભળવાની વાતે,
દુઃખતો ખુબ થતું પણ કોને કહું આ બધું,
દુઃખનોજ રહ્યો વારો હવે તુજ જતી રહી...

રસ્તો નથી દેખાતો હવે તને મનાવવાનો,
જ્યારે હંમેશા મળવામાં મને નિષ્ફળ રહી,
મારી ભૂલ હોય તો મનાવવા તૈયાર છું,
એકવાર તો સમજાય કે કચાસ ક્યાં રહી...

સાચી વાત તું જાતે કદી ના સમજી શકી,
ના કોઈમાં તને સમજાવાની ઈચ્છા રહી,
બાષ્પીભવન થઇ ગયો વિશ્વાસ દુરીઓમાં,
નજીક આવવાની કોશીશોમાય તું દૂર રહી...

એક વાર કોશિશ કરી જોવત સમજવાની,
ધારે છે એટલી ખામી મુજ માં નથી રહી,
દૂર રહીને મુજથી તું અજેય પણ ખુશ છે,
મારા જીવનની તો રંગતજ ગુમ થઇ ગઈ...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૬. સમજાય...

દિલથી ઉદભવતી વાત દીલથીજ સમજાય,
દર્દમાં છુપાયેલી એ વેદના તનેય સમજાય,
કેવા હાલાત છે તારા વગર મારા કોણ કહે,
તારા વગર તડપ કદાચ તારાથી સમજાય...

વચેટિયા ઘણાય બન્યા તને પાસ લાવવા,
દિલની ભાવના એમને પણ કેમ સમજાય,
દુશ્મન બન્યા જે સમજાવવા મારા માન્યા,
તારી દિલમાં અનહદ ચાહત ક્યાં સમજાય...

આંખોથી સમજી લેતા હોય દિલના પારેવા,
દિવાનગી દમ તોડે તો ચાહત ક્યાં સમજાય,
તારા મનમાં જે ભાવનાઓ મનમાં કેમ કહું,
એકવાર નજીકથી અનુભવે ફરી તો સમજાય...

મુશ્કેલ છે તને ભૂલવું આ જન્મે મારા માટે,
ભૂલે છે તું પણ કેમ કરી તને એ સમજાય,
બીજાની વાતોમાં પોતાના પારકા દેખાય,
ત્યારે ઝૂરતા દિલની વેદના ક્યાં સમજાય...

કાચના જેમ જ વિખરી જશે આ દિલ પણ,
અનહદ ગરમીમાં કેમ ટકવું કોને સમજાય,
કોઈ કરે કદર દુનિયાની મને પરવા નથી,
તુના સમજી 'જીવન' બીજાને શું સમજાવાય...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૭. કમી લાગ્યા કરે.

ખોવાઈ ગયું છે જાણે એવું લાગ્યા કરે છે,
'જીવન'માં કમી કોઈકની એમ લાગ્યા કરે,
બધુજ પામ્યું જે પણ ચાહ્યું હશે જીવનમાં,
જીવનથી વધુ ચાહ્યું એની કમી લાગ્યા કરે...

સમજાવું કેમ મનને એના વગર રહેવા માટે,
વિચારતો હંમેશા એનાજ મનમાં ચાલ્યા કરે,
રામ, રહીમ, ખુદા કે જીજસ કોણ છે સમજાય,
કોને હવે યાદ કરું એજ મથામણ ચાલ્યા કર...

કદાચ કોઈ જ ફર્ક ન પડે મારા વગર એને,
દેહથી પ્રાણ પંખેરુ ખોવાયું એમ લાગ્યા કરે,
તુજ સમજી શકીશ એવો મને વિશ્વાસ હતો,
શંકા મારી પ્રીતમાંજ જાણે કઈંક માગ્યા કરે...

લાખો તો છે આ દુનિયામાં તારા જેવી પણ,
મનને તો તારીજ કમી વારંવાર લાગ્યા કરે,
એક વાર જણાવ યાર તારા મનની વાતોને,
આંખો ખુલ્લી રહે, દિલ રાત ભર જગ્યા કરે...

નિહાળું છું જયારે આમ મો ફેરવી લેતા તને,
ખુશી ઝંખવા છતાં દિલમાં આગ લાગ્યા કરે,
દુશ્મન નથી હું એટલે જ વારંવાર સમજાવું,
ખોવાઈ ગયું છે જાણે કોઈક એમ લાગ્યા કરે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૮. ભૂલવાને...

ભૂલી ગઈ છે કદાચ મારી વાતોય હવે,
વિતાવેલી એ સાથે હસીન મુલાકાતોને,
કેટલા વાયદા કરેલા પ્રીત નીભાવાના,
ચાલ્યા પણ ગયા જાણે દિલ દુભાવવાને...

સપનામાં પણ જાણે આંખો છલકાય છે,
તારી યાદ આવે છે જાણે સતાવવા ને,
કેટલી કોશિશોય કરી તને મનાવવાની,
તને શું લાગે કોશિશ બસ સમજાવવાને...

વિચારોના ઊંડા સાગરમાં ખોવાઈ જાઉં,
યાદોમાં તારો સોહામણો સાથ નિભાવવા,
ઘણી કોશિશો કરી આજ સુધો તને કહેવા,
એકવારના મળ્યો 'જીવન' એજ આવવાને...

ભીંજાયેલો રહું છું હર પલ આમ તુજમાજ,
છેલ્લા શ્વાસ સુધીની કોશિશ તને મનાવવા,
મારી ભાવનાઓ કઈંક અલગ લગતી હોય,
મોત પ્રેમની તારી દરેક કોશિશ ભુલાવવાને...

ઝૂમી ઉઠે મન તને જોઈ આમ ઉત્સાહમાંય,
ચાલીજ આવે તું જાણે પ્રેમથી બોલાવવાને,
ચાલ્યો જઈશ દુનિયાની રાહો થી દૂર,
આખરી કોશિશ મારી એ તને ભુલાવવાને...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૮૯. કઈંક તો જો...

જાન પણ કુરબાન છે તને સમજાવવા આમ,
એક વાર મારી પનાહ મા સમાઈ ને તો જો,
કોઈંક વાર દુનિયાનો પડદો હટાવીનેય જો,
મારી આંખોમાં ટળવળતી તારી ચાહત જો...

ક્યાં સુધી સાંભળીશ કહાની ઓ કોઈંક ની,
મારા દિલની ભાવનાઓ અનુભવી તો જો,
ઘણી ભૂલો જોઈ લીધી અત્યાર સુધી મારી,
ખોઈ તને તૂટેલા આ દિલની કહાની તો જો...

દરેક પળમાં સમજુ તને એવું કહેતી હતીને,
એક વાર ફરી એજ વિશ્વાસ જગાવી તો જો,
કેમ તડપતો હોઈશ માત્ર તને સમજાવવા,
ઘવાયેલા દિલના અવજોય સાંભળી તો જો...

નહિ દુઃખાવા દઉં તારા દિલને અંતક્ષણમાંય,
વચનો ની યાદો ફરી મનમાં વિચારી તો જો,
આલિંગનમાં આમ લપાયેલી બાહોની મળેલી,
મહેક એ સુગંધની ફરી આજ અનુભવી તો જો...

પ્રેમ ફાગમાં રાચતા એજ બે તન-મન આમ,
વિતેલા પળની યાદો મનને અપાવી તો જો,
આપણે કેટલી પ્રેમપૂર્વક માણેલી એ પળોને,
પ્રેમની એજ સુગંધ મનમાં વહાવી તો જો...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૯૦. તું ક્યાં નથી...?

બેચેન જ રહે છે મન હરપળ તને ઝંખતું,
મનમાં એક પળ પણ અન્ય વિચાર નથી,
આંખોય તરસતીજ રહે છે તને મહાલવા,
તું મુજ મનમાં, હું ક્યાં તુજ મનમાં નથી...

નૈનમીલનની જો આસ તને પણ હોય તો,
પણ મને પામવાની ઈચ્છા તુજમને નથી,
ભુલાઈ જઈશ તું અને કઇક નવું પામીશ,
તુજમનની વિચારશ્રેણી મુજ મનમાં નથી...

કેમ કરે તું અલગ થવાની લાખ કોશિશ,
એકવાર તો કઈ જો હું નથી તારા મનમાં,
કદાચ બોલી પણ જાય કઈક એવુંય પણ,
એકપળ વાત મને એવું મન મક્કમ નથી...

મારા સિવાય પણ કોઈ હોય કદાચ તુજમાં,
બીજાનો લેશમાત્ર વિચાઈ મુજ મને નથી,
કોઈ આટલી શાક્ષી નથી મારી ભાવનાની,
આટલી કોશિશેય બુંદ પ્રેમ તુજ મને નથી...

કદાચ ખુશ રહી શકીશ તારાથી દૂર જઈ,
દેખાય ભલે લેશમાત્ર ખુશી મનમાં નથી,
હર જખ્મો સહી લેવા તૈયાર આજ સુધી,
પણ ભૂલવાનો ઈરાદો પણ મનમાં નથી...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૯૧. આજેય યાદ છે...

અચાનક ભૂલાઈ જવાની યાદ,
સમજાતું નથી કેમ આજેય યાદ છે,
વિતાવેલ સમય અને વિતાવેલ પળો,
આપેલા તારા વચનો આજેય યાદ છે,

જીંદગી ભરના સાથ આપવાની વાતો,
મનાવવા ગળે લપાઈને રોતી યાદ છે,
ભૂલાઈ ભલે તુજ માંથી એ વાતો પણ,
તારા દરેક આદ્સુઓની સૌગાત યાદ છે,

છેલ્લી ઘડી જ સમજ પ્રેમના મૌસમની,
પ્રથમ થયેલી રીમઝીમ વર્ષા યાદ છે,
ભલે ને નફરત ભરાઈ છે ત્ર દિલમાં,
મહેક બની પ્રસરેલી તારી હેલી યાદ છે,

કોણ કહે છે પ્રેમ આમ ભૂલાઈ જાય,
તારા દરેક ધબકારની રણકાર યાદ છે.

~સુલતાન સિંહ 'જીવન'

# ૯૨. શા હાલ થાય...?

રાતનો અંધકાર જ્યારે છવાય આકાશમાં,
ને ચાંદની રીસાઈ જાય તો શા હાલ થાય...?
સુરજે સોળે કળાએ ખીલવાનું વિચાર્યું હોય,
ને રોશની રીસાઈ જાય તો શા હાલ થાય...?

પંખીઓ કેમ ઉડી જઈ શકે આકાશના માર્ગે,
પાંખો જ રીસાઈ જાય તો શા હાલ થાય...?
મણ એક ઘડીએ તારા વગર ના માનતું હોય,
ને તું જો રીસાઈ જાય તો શા હાલ થાય...?

જળચરો નેય જીવન માટે પાણી પ્રેમ હોયજ,
સરોવરો જ સુકાઈ જાય તો શા હાલ થાય...?
મધદરિયે જીવન ગાળતા એ નિર્દોષ જીવોને,
આમ ઓટે ખેંચાઈ જાય તો શા હાલ થાય...?

વિશ્વાસે તારા ખુબ અરમાનો સજાવેલા મનમાં,
વિશ્વાસ જ્યોત ઓલવાય તો શા હાલ થાય...?
હવે જીવન તારામાં દેખાવા લાગેલું મને પણ,
આત્મા જ જો રીસાઈ જાય તો શા હાલ થાય...?

~સુલતાન સિંહ 'જીવન'

# ૯૩. અલગ છે...

રાતની રંગત કઈક અલગ છે,
દીવડાનો પ્રકાશ સોનેરી ફલક છે,
પડતા ગાલના ખંજનોમાં આમ,
રમતા પ્રકાશની રંગત અલગ છે...

ગોલાવો કંઠે લટકતા હારના મોતીનો,
ડોકે પથરાયેલી નરમાશ અલગ છે,
વાળની એ ફળકતી ખભે આમ લહેર,
તારી એ હસવાની રંગત અલગ છે...

કઈક લાલીમાં છવાય છે આમ ગાલે,
ખંજનમા પડઘાતી મુસ્કાન અલગ છે,
આંખોમાં કઈક આમ ઉતરતી ચમક,
આસમાની કોરે રેલાતો રંગ અલગ છે...

કઈક આમ રેલાઈ જાય છે એ સ્મિત,
રેલાતા સ્મિતની જો સંગત અલગ છે,
હાથમાં ગરમાશ કઈક આમ જ હોય,
ચહેરાની આજે હળવાશ અલગ જ છે...

ભલેને હોય લટકતી એ કાનની રીંગો,
હવાના ઉછળાટની રંગત જ અલગ છે,
ખેંચાઈ આવે છે એ લકીરો આમ ચહેરે,
ઉભરતા ચહેરાના આજ ભાવ અલગ છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૯૪. રંગમીશ્રણ.

વાતાવરણમાય આજે તમારો રાગ શોભે છે,
મધુર કંઠે બોલાયેલો એક શબ્દય શોભે છે,
તૈયાર થયા છો આજ આમ કઈક્ અલગજ,
આ વાદળી વસ્ત્રો પર પીળો શણગાર શોભે છે,

આસમાનને જાણે વાદળો કિરણો માં ગોળે,
એમ પીળો રંગ વાદળી સંગે પણ શોભે છે,
લોકોના ટોળા ભલે ઉમટી આવ્યા છે આજ,
હજારોની ભીડમાંય તમારો અંદાઝ શોભે છે,

મલકાટ સાથે ચમકતું તમારું હાસ્ય કઈક,
ખાશ હોઠો પર આ ખીલખીલાટ શોભે છે,
સાગર ડુબાડી દે એટલું ઊંડાણ આંખોમાં,
આંખે આંજેલી આ કાજળ પણ શોભે છે,

બોલવા તડપતા તમારા મુખ-મંડળમાં,
હોઠે ફરકતું આ સાકરીયું સ્મિત શોભે છે,
અનારકલી પણ વીચારોના ચકડોળે ચડે,
હળવું સંભળાતું તારું આ સંગીત શોભે છે.

~સુલતાન સિંહ 'જીવન'

# ૯૫. સફેદ પરી.

વાતાવરણ અને દિવસની સંગત કહું કે રંગત,
તુજ ચહેરાની સ્મિત સાથે સંગત અલગ હતી,
પહેરી સફેદ પરી જેવા સુવર્ણવસ્ત્રો આજે આમ,
લટક મટક ચાલની ઉલજનો પણ અલગ હતી,

પરસેવો પણ શણગારતો હોય જાણે આજ તને,
સુરજની આ ઉછળતી ગરમી આજે અલગ હતી,
મરક મરક ફરકતું હોઠે આમ આ હાસ્ય તમારું,
પડેલા ખંજનથી ગાલોની ચમક અલગ જ હતી,

શણગારની કયા છે જરૂર આ તારા રૂપસોંદર્યને,
મારા માટેતો તારી સાદગી જ કઈ અલગ હતી,
ખોવાઈ છે જાણે મારી 'જીવન' આજ તુજ માંથી,
વેરાયેલી વખતની વાતોની વેદના અલગ હતી,

નફરત તારી નજરોમાં એક અલગ પ્રકારની છે,
ખોવાઈ ચાહત, દસ્તાને મહોબત અલગ હતી,
વિસરાયો ભલે ને સાથ આજે આમ અચાનક જ,
વીતાવેલા પળો સાથે એની રંગત અલગ હતી,

નવીન રંગો દેખાતા જાય છે આવે અલગતામાં,
તને શું ખબર પેલા દરેક તારી અદા અલગ હતી,
બહુજ બદલાવ છે આજ કેમ તારામાં શું ખબર,...?
જેને મેં ચાહેલી એતો 'જીવન' વ્યક્તિ અલગ હતી.

~ સુલતાન સિંહ 'જીવન'

# ૯૬. કોણ સમજાવે...?

વાંક મારો જ હશે એવું તું મને છે કદાચ,
વાંક તારો પણ હોય એં કોણ સમજાવે...?

ભુલોતો બધી મારી જ દેખાય રાત-દી તને,
કેટલી ભૂલો તે કરેલી એવું કોણ સમજાવે...?

કદાચ બેવફાઈ હોય આ મારી તારી નજરે,
નજરે મારી તુંય બેવફા હોય કોણ સમજાવે...?

સમજાવવા માથું છું કેટલાય લાંબા સમયથી,
નિરર્થક વાતે તું જાય રીસાઈ કોણ સમજાવે...?

બધા કહે છે ભલે સાચું હોય કે ના પણ હોય,
મારામાં ક્યાંક હશે સચ્ચાઈ કોણ સમજાવે...?

હાલ મારા કેવા છે કેમ કહું તને હું પણ હવે,
કેલી હદે દુ:ખાઈ લાગણી કોણ સમજાવે...?

ભલે ને ચાલતું હોય દરેક પળ મારા વગર,
મનમાં હરપળ તારી યાદ કોણ સમજાવે...?

એક પળની વાર ન થઇ તને ભૂલી જતા,
ભૂલવું મુશ્કેલ મારા માટે કોણ સમજાવે...?

પ્રેમનો સબંધ ભલે ન પાંગરી શક્યો હોય,
લાગણીનો હતો એ સબંધ કોણ સમજાવે...?

વિશ્વાસની દોર આમ અજાણતા તૂટી જાય,
કેટલો તારા પર વિશ્વાસ કોણ સમજાવે...?

વાતોમાં આવી કદાચ તું દરેકે દરેકની,
દરેક વાત પાછળ સત્ય કોણ સમજાવે...?

તારા માટે ભલે બધું હોય રમત સમાન,
કેટલી ઘવાય લાગણી કોણ સમજાવે...?

# ૯૭. તું સમજી ના શકી...

પ્રેમ કરું છું હૃદયથી પ્રિયે તને,
મારા પ્રેમને તું ના ઓળખી શકી,
દિન-રાત યાદ કર્યા કરું છું તને,
મારી વેદનાને તું સમજી ના શકી,
દરરોજ નિહાળતો રહ્યો તને તસ્વીરમાં,
મારી તડપને તું ના સમજી શકી,
પ્રેમ પાથરતો રહ્યો તારા ચરણમાં,
મારો ઈશારો તું જ સમજી ના શકી,
મારા વિરહની વાત કહેવી હતી તને,
મારો ઈરાદો તું સમજી ના શકી,
હરક્ષણે હરપળે યાદ કરતો રહ્યો તને,
મારી વ્યથાને તું ના સમજી શકી,
અધીરો બન્યો તેને પામવા હું ને,
મારી ધડકનને તું સમજી જ ના શકી,
તન-મનથી ચાહી છે તને 'જીવન' સદા,
પણ મારા પ્રેમને તું કદી સમજી જ ના શકી...!!

~ સુલતાન સિંહ 'જીવન'

[ લગભગ ૨૦૧૦ આસપાસ લખાયેલી રચના...]

[ સૌપ્રથમ રચના જેના ઘણા શબ્દો કોઈકની રચનાઓના આધારે લખાયેલા હોઈ શકે છે...]

# ૯૮. એક વાર મળજે...

મળી શકાય તો આવજે,
ક્યારેક...

શરત બસ એટલી,
જગ્યા એવી હોય,
જ્યાં તને દુનિયા,
કે સમાજની,
પરવા ના હોય...

મારે બસ તને,
મળવું છે,
તારી દુનિયા કે,
સમાજને નઇ...

તો જ્યાં તું માત્ર,
તુજ બનીને આવી શકે,
ત્યાં મળજે,
એકવાર,

~ સુલતાન સિંહ 'જીવન'
(૭:૪૦, ૧૩ એપ્રિલ ૨૦૧૬)

# ૯૯. એ વખત...

બસ એ છેલ્લો વખત,
હું હસ્યો હતો,
જયારે તે કહેલું,
સાંભળે છે...

અને મેં કહેલું,
સમજુ છું...

ત્યારથી એમજ એ વાતની,
રાહ જોઈ રહ્યો,
છું કે તુજ આવીને કહીશ,
તું શા માટે,
મારી દરેક વાત સ્વીકારી,
લે છે....

~ સુલતાન સિંહ 'જીવન'
(૫:૪૮, ૫ એપ્રિલ ૨૦૧૬)

# ૧૦૦. ભર બપોરે...

આ ભર બપોરે,
વરસતી અગ્નિમાં,
દુપટ્ટા, રૂમાલ અને કટકા,
કાપડના આડછમાં,
છુપાયેલા એ,
કેટલાય ચહેરા,
સામે પથરાયેલી,
આ વિશાળ,
અને કાળઝાળ,
દઝાડતી ગરમીથી,
લથપથ,
અને લીપાયેલી,
સડક પર,
છાયડા માટે,
દોડાદોડ કરી રહ્યા છે...

ક્યારેક કોઈક એમાંથી,
છાયડા માટે,
તો કોઈ,
પાણી માટે,
આમ તેમ ફાંફા મારે,
જ્યાં આડછે રોકાય,
એ વૃક્ષની ડાળ-પાન,
એની દયનિય સ્થિતિ પર,
વ્યંગ હાસ્ય વેરી,
જાણે કહેતી હોય,

હજુય આવીને,

વીનાશ જરૂર સર્જજે,
બે-ચાર વૃક્ષ હજુય કાપજે,
જો સામે કાપનારા,
દોડાદોડ કરી રહ્યા છે...

~ સુલતાન સિંહ 'જીવન'
(૩:૩૪, ૧૫ મેં ૨૦૧૬)

# -: About Author :-




નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી

મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com


સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)